ॐ

અથ: શ્રીરામાયનમ:

શ્રી સદગુરૂચરણકમલેભ્યોનમ:

" સર્વ ધર્માન્ પરીત્યજ્ય, મામેકં શરણં વૃજેત ।
અહંત્વામ્ સર્વ પાપેભ્યો મોક્ષઇશ્યામિમાશુચ " ॥

# શ્રી સદ્બોધ સંગ્રહ

સ્વધર્મ સમાજ તરફથી સંગ્રહીત કરી છપાવનાર,

ઠક્કર હરજીવનદાસ મેઘજી.

મુંબઇ.

ભુલેશ્વર પ્રીંટીંગ પ્રેસ.

પ્રત
૧૦૦૦

સને ૧૯૧૦ સંવત ૧૯૬૬

ૐ

# સ્તુતિ.

અગણિતગુણમ પ્રમેય માધં, સકલ જગત્સ્થિતિસંયમાદિહેતુમ્ ॥
ઉપરમ પરમં પરાત્મભૂતં સતતમહં પ્રણતોસ્મિરામચંદ્રમ્ ॥૧॥
નિરવધિસુખમિંદિરાલયાક્ષં, ક્ષપિતસુરેંદ્રચતુર્મુખાદિદુઃખમ્ ॥
નરવરમનિશંનતોસ્મિરામં, વરદહંવરચાપબાણહસ્તમ્ ॥ ૨ ॥
ત્રિભુવનકમનીયરૂપમીડયં, રવિશતભાસુરમીહિતપ્રદાનમ્ ॥
શરણદમનિશંસુરાગમુલે, કૃતનિલયંરઘુનંદનંપ્રપદ્યે ॥ ૩ ॥
ભવવિપિનદવાગ્નિનામધેયં, ભવમુખદૈવતદૈવતંદયાલુમ્ ॥
દનુજપતિસહસ્રકોટિનાશં, રવિતનયાસદૃશંહરિંપ્રપદ્યે ॥ ૪ ॥
અવિતરભવભાવનાતિદુરં, ભવવિમુખૈર્મુનિભિઃસદૈવદ્રસ્યમ્ ॥
ભવજલધિસતારણાંઘ્રિપોતં, શરણમહંરઘુનંદનંપ્રપદ્યે ॥ ૫ ॥
ગિરિશગિરિસુતમનોનિવાસં, ગિરિવરધારિણમીહિતાભિરામમ્ ॥
સુરવરદનુજેંદ્રસેવિતાંઘ્રિં, સુરવરદંરઘુનાયકંપ્રપદ્યે ॥ ૬ ॥
પરધનપરદારવર્જિતાનાં, પરગુણભૂતિષુતુષ્ટમાનસાનામ્ ॥
પરહિતનિરતાત્મનાંસુસેવ્યં રઘુવરમંબુજલોચનંપ્રપદ્યે ॥ ૭ ॥
સ્મિતરૂચિરવિકાસિતાનનાબ્જમતિસુલભંસુરરાજનીલનીલમ્ ॥
સિતજલરૂહચારૂનેત્રશોભં, રઘુપતિમીશ ગુરોર્ગુરૂંપ્રપદ્યે ॥ ૮ ॥
હરિકમલજ શંભુ રૂપ ભેદાત્વમિહ વિભાસિગુણત્રયાનુ વૃત્ત : ॥
રવિરિવજલપુરિતોદપાત્રે, ષ્વમરપતિ સ્તુતિપાત્રમીશ મીડે ॥ ૯ ॥
ગતિપાત શતકોટિ સુંદરાંગં શતપથ ગોચર ભાવના વિદૂરમ્ ॥
દહયૈ સદાવિભાતં, રઘુપતિ માર્તિહરં પ્રભુંપ્રપદ્યે ॥૧૦॥

## આરતી.

જયરામ જયરામ જય જય જગસ્વામી પ્રભુ જય જય જગસ્વામી,
જય સીતાવર રઘુવર (૨) જય અંતરયામી.—જયરામ (૨)
ભરતાગ્રજ રણકર્કશ મંગળ કરનારા. પ્રભુ મંગળ કરનારા.
જય દશરથ કુળ દીપક (૨) પ્રાણ જીવન પ્યારા.—જયરામ (૨)
પુરણ બ્રહ્મ પુરૂષોત્તમ ઘટઘટ રમનારા. પ્રભુ ઘટ ઘટ રમનારા,
જય કરૂણાકર કેશવ (૨) કલી મલ હરનારા.—જયરામ (૨)
શરણાંગત પાલક હરી જય કૌશલરાયા. પ્રભુ જય કૌશલરાયા.
ભવતારણ અમહારણ (૨) જય જય સુખદાયા.—જયરામ (૨)
રઘુનંદન જગવંદન વિઘ્ન સકળ હરતા. પ્રભુ વિઘ્ન સકળ હરતા,
જયમુની જન મનરંજન (૨) ચૌદભુવન કર્તા.—જયરામ (૨)
શીવ સરાસન ભંજન જય શાંતીદાતા. પ્રભુજય શાંતીદાતા.
કૌશલ્યા હીતકારી (૨) સર્વતણા જ્ઞાતા.—જયરામ (૨)
જય જય અવધ વિહારી રાઘવ અસુરારી. પ્રભુ રાઘવ અસુરારી,
જય ઘન શ્યામ મનોહર (૨) મહાન ધનુષ્ય ધારી.—જયરામ (૨)
નયન કમલ અતી સુંદર મંજુલ મુખદીસે. પ્રભુ મંજુલ મુખદીસે.
પટ આભ્રણ બહુઉત્તમ (૨) શોભે અંગવીશે.—જયરામ (૨)
ગુણ તમારા અગણીત પારનકો પામે. પ્રભુ પારનકો પામે,
કહેતાં શાસ્ત્ર પુરાણો (૨) શ્રુતિઓ વીરામે.—જયરામ (૨)
નામ તમારૂં સ્મરતાં સૌસંકટ જાએ. પ્રભુ સૌ સંકટ જાયે.
મહા પતીત જન પળમાં (૨) પાપ રહીત થાયે.—જયરામ (૨)

માટે છે તમ પાસે અરજી એમારી. પ્રભુ અરજી એમારી,
દાસ ગણીલ્યો વેગે (૨) મુજને ઉગારી.—જયરામ (૨)
આરતી જે કોઈ એવી. શ્રીહરી નીગાશે. પ્રભુ શ્રીહરી નીગાશે.
ભાણી કહે સૌ તેનાં (૨) પાપટળી જાશે.—જયરામ (૨)

ગરબી.

ધન્ય જેણે હરિગુણ ગાયા, સંસારમાં ધન્ય જેણે હરિગુણ ટેક.
બધા સંસારમાં તે નરજીત્યો, બાકી સહુ જાણે વ્હવાયા-સંસારમાં ૧
જમના ઝપાટાથી નવ ચેત્યા, ધૂળ મળ્યું ડહાપણુથ્યા-સંસારમાં ૨
હાથીઘોડેસુખપાલેબેસેશું થયું શું થયું મેળવીધણીમાયા-સંસારમાં ૩
કંઠસાહીતુંનેકાઢશેપલકમાં, દુર રહેશે સગાંવીત્ત જાયા સંસારમાં ૪
દયા જપો નિત્ય નામ નંદકુવરનું, સફળથશે ત્હારીકાયા-સંસારમાં ૫

મન સમજે નહિ સોફેરા સમજાવું તો એ શું થાએ—એ રાગ.

નવ આવી લગાર, સમજણ બહુ સમજાવ્યું. મનતુજને છતાં ટેક
શઠભવમો જાર ભટકે છે તું, અંધબની આંખો છતાં.
કહું શું મુરખ વારે વારે, સ્થિરતા નહી પામ્યું તું કયારે;
ભ્રમણામાં ભરમાયું ભારે, નવ આવી લગાર—૧
સદગુરૂએ પણ બહુ બોધ કર્યો, તે લેશ નહીંતે કાને ધર્યો;
મમતાનો શીરપર ભાર ભર્યો, નવઆવી લગાર—૨
સુણીવાતો વિધ વિધ શાસ્ત્રોતણી, પણ આશા તૃષ્ણા નેનહણી.
નવ પારખી માનવ દેહમણી, નવ આવી લગાર—૩
ભાણી કહે મૂઢ કહયું મારૂં, હજુ પણ માની જાતો સારૂં;
નહિતો નહિ થાશે શ્રેય તારૂં, નવ આવી લગાર—૪

## રાગ-તુળસીની માળાનો.

રઘુવરના, રઘુવરના, રઘુવરના, ગુણલાગે પ્યારે કે ગુણ લાગે પ્યારા,
અન્ય રૂચે નવ કાંઈ, રઘુવરના ગુણ લાગે પ્યારા. ટેક.
પાર ન જેહનો પામી શકે કોઇ, સર્વથી શ્રેષ્ટને ન્યારા,—કે ગુણ૦
જન્મ અનેક તણા અતી દુસ્તર, પાપ પ્રલય કરનારા—કે ગુણ૦
મંગળકર, સુખકર, ભવભયહર, આનંદને દેનારા—કે ગુણ૦
ભાણી ભણેવલી તન મન કેરા, તાપ સકળ હરનારા—કે ગુણ૦

---

### । ખુશામત વિષે ।

રાગ સોરઠ.

મારી નાડ તમારે હાથ હરી સંભાળજોરે—એ રાગ
ભાણી કહે ભગવાન ખુશામત કર ભગવાન નીરે;
જાશે જરૂર ગતિ તારી સુધરી અવસાન નીરે—ભાણી૦ ૧
જગત તણી કરનાર ખુશામત બનીગયાછે કેવળ તૃણવત;
દશા થઇ છે અંતે ધોબી શ્વાન નીરે—ભાણી૦ ૨
કરીએ જ્યાંલગી હાજી હાજી ત્યાં લગી માત્ર રહે સૌરાજી;
પડતાં ફરક નિશાની રહે ન પિછાન નીરે—ભાણી૦ ૩
મિથ્યા અને પ્રપંચી પુરૂં સ્વારથ સાધ્યામાં વળી શુરૂં;
વાતો કરનારૂં છે જગ અભીમાન નીરે—ભાણી૦ ૪
પ્રેમાળુ અતિ પર ઉપકારી નથી અવરકો વિના મુરારી;
પ્રસન્નતા મેળવ એ કૃપા નિધાન નીરે—ભાણી૦ ૫

૬

પાવો પ્રેમરસ પ્રાણજીવનરે દીન થઇ જાચુંરે,
મુકતી માર્ગીને આપજો જ્ઞાન, રે હું નહી રાચુંરે;
રીઝે રાબડી થકી ગરીબ લોક, રે ભોગીને નભાવેરે
અમે રાજના ખાસા ખવાસ, રે મુક્તી પ્રન ન આવેરે
દુષ્ટ જીવને કહેછે બ્રહ્મ, રે બ્રહ્મ જીવ લેખેરે
છતે સ્વામી સોહાગણીનું સુખ, રે સ્વપ્ને ન દેખેરે
નિત્ય નીરખીએ નટવર રૂપ, રે હોંસ હૈયામાંથીરે
મન માન્યું મળે જે સુખ, રે એકતામાં કયાંથીરે
અનંત ભકતી સદા સતસંગ, રે મનોહર માગુંરે.
દયા પ્રીતમને આપજો એહ, રે પાય લગી લાગુરે.

## સ્વાર્થ વિષે.

( જોઇ લે જીવ જગતનો એ–રાગ )

વિશ્વ મોઝાર વીના કીરતાર સર્વ છે સ્વારથના સરદાર
મામા મામી કાકા કાકી માત અને વળી તાત
દાદાને દાદી પણ સ્વારથી બેન બનેવી ભ્રાત
મીત્ર નીજ નાર પુત્ર પરીવાર સર્વ છે.
સીદ્ધ સ્વારથી સાધક સ્વારથી રંક તવંગર રાય
શેઠ અને નોકર પણ સ્વારથી પંડીત જે કહેવાય
સુમદાતા ગુણીકા સતીનાર સર્વ છે.

જોગી જંગમ જતી સે વડા સ્વામી મહાન મહંત
શીષ્ય ગુરૂ સંન્યાસી સ્વારથી કાયર ને બળવંત
ભગતનો ડોળ માત્ર કરનાર . સર્વ છે.
શ્રોતા વકતા ઉધમી આળશુ માની માન રહીત
રોગી ભોગી બાળ તરૂણ વૃદ્ધ જ્ઞાની મુર્ખ ખચ્ચીત
શાહુ કારી ચોરી કરનાર સર્વ છે.
માટે સ્વારથીયો જન કેરી આશાનો કરી ત્યાગ
ભય ભંજન ભગવાન ચરણમાં રાખી દ્રઢ અનુરાગ
સફળ કર માનવનો અવતાર સર્વ છે.

૮

ભજન ઓધવજીના મહીનાનો–રાગ.

મનુષા દેહ ધરીને સાધન શું કર્યું
ન કીધો ન કીધો સાધુ સાથે સ્નેહ જો.
એળે ને વેળેરે આયુષ્ય વહી ગયું
અવસર ચુકે શું કરશે વરશી મેહજો–મનુષા ૧
લખ ચોરાસી ફેરા ફરતાં ફાવીઓ,
ગર્ભવાસમાં લીધી તારી શુદ્ધ જો;
જાળવીઓ જઠરામાં જનનીના પેટમાં,
જોને જનમ્યા પેહલાં કીધું દુધજો–મનુષા ૨
બાલ પણું ખોયુંરે બાધી રમતમાં,
તરૂણપણે તરીયા શું લાગ્યું તાનજો;

ખાન પાન લાગ્યાંરે વહાલાં અતીઘણા;
કોઇ કાળે નધરીયું હરીનું ધ્યાનજો—મનુષા ૩
મંદીરને મેડીરે ગોખ અટારીઓ,
મોલ હવેલી કેરૂં માન્યું સુખજો;
પુત્રી પશુ પરીવારમાં તું ગુંચાઈ રહયો,
જોઈજોઈ રીઝયો કામની કેરૂં મુખજો—મનુષા ૪
હું મારૂં કરતાં રે આયુષ્ય વહી ગયું,
ધન મેળવવાં અંતર અધીકી આશજો;
ઘણું ઘણું કરતાં રે ઘડપણ આવીયું,
કોઇ કાળે ન સમર્યો શ્રી અવીનાશજો—મનુષા ૫
દંત પડયા કર પણ લોલતા ટળી નહી,
મનતો જાણે પાંચ વરસનું બાળજો;
આશાને તૃષ્ણા રે તોય ટળી નહી.
એમકરતાં શીર આવી પહોચ્યો કાળજો—મનુષા ૬
અંગ શીતળ થયું ઈંદ્રી ચાલે નહી,
નાક મુવે કાંઈ ગળવા લાગ્યું નેણજો;
કોઇનું બોલ્યું કાને તે નવ સાંભળે,
મુખથી કાઢે જઠર વરથનાં વેણજો—મનુષા ૭
અંતકાળે શરીર ની શુદ્ધી નવ રહે,
કંઠ રૂંધ્યો કાંઇ મુખથી નવ બોલયજો;
ધર્મ રાજાના દુતે પાસે બાંધીયો,
ભજન વીના નરકાથ ધંસતો જાયજો—મનુષા ૮

થોડામાં શીખામણ કહી ચીંતામણી,
જે કોઇ માને તેનાં શીજે કાજજો;
નાગરના સ્વામીને ભજીએ ભાવશું,
માટે રટીએ રસના એ શ્રીરામજો–મનુષા ૯

રાગ ઉપરનો.

દુધ પીયો ને મારા પ્રાણ સનેહી રામચંદ્ર રઘુરાઇરે.
ગવરી ગાયકો દુધ મંગાવું માંહી સાકર ડારીરે. દુધ. ૧
એલચી જાયફળ કેસર પીસ્તે છાઇરે.
પ્રેમ પ્રીતસે દુધજ ઓટયો આણા પાસેરે. દુધ. ૨
જીણે ઝીણે વાહુલે દુધજ ઠાર્યો પ્રભુ મનમો મુસકાઇરે.
લછમનજીતો ચમર ઝુલાવે જાનકી દુધજ પાયેરે. દુધ. ૩
સીતલ જલ ઝારી ભરી લાઈ માહી ગંગા જલ વારીરે.
પાન સુપારી બીડલાં સુધારી. લ્યોમુખમાં મુખવાસરે. દુધ. ૪
નારાયણ સુત ગુરૂ પ્રસાદે અરજ અમારી એહીરે.
અવીચળ ભકતી આપો સ્વામી દીનદયાળ ગુંસાઇરે. દુધ. ૫

૧૦

ભજન

જગતના નિયંતા દીસે ન્યાય તારો ન્યારો
કથન કરે કોઈપણ ન આવે તેનો આરો ॥ ૧ ॥ જગત.

સાખી.

જેને જાજી લક્ષ્મી છે તેને નહી સંતાન
ગરીબ ઘેરટાળે વળી જ્યાં ખાવા નહી ધાન ॥

તેથિ આ સંસાર સાર ઉભયને અકારો ॥
જગતના નિયંતા દીસે ન્યાય તારો ન્યારો.

સાખી.

અખુટ ખજાનો અવનીમા વિધાનો આવાર ॥
પણ તેનો સુત નહિં ભણે ભર્યા જ્યાં ધન ભંડાર ॥
ગરિબને તે બહુ ગમે પણ શું કરે બિચારો ॥ જગતના ॥

સાખી.

જેને સાધન સોંપિયાં તે ન કરે ઉપયોગ ॥
ગરીબ નિજ મનમાં રહે કરવા શુભ શંયોગ ॥
પણ પાટો બાધે નહી બહુકરે બિચારો ॥ જગતના નિયંતા ॥

સાખી.

શાણા સુશીલ પુરૂષને કરમે કુલટા નાર ॥
ગુણ વગર ગમારને રંભા વરે અપાર ॥
તેથી આ જગત માંહીં જનમ લાગે ખારો ॥ જગતના નિયંતા ॥

સાખી.

સતીને પટકુળ પેરતાં કરવો પડે વિચાર ॥
નિર્લજ કુલટા નારતે સજે સોળ શ્રંગાર ॥
સતી તો પિડાય સુખ પામે છે હજારો ॥ જગતના નિયંતા ॥

સાખી.

અહિંખપ તેનો ત્યાં ઘણો જગજશ અધિન થાય ॥
લુચ્ચા પાપી લોકથી આ ભવસિંધુ ભરાય ॥
દગ તોફા વીજાય ફસે નીતિ એજનારો ॥ જગતના નિંયતા ॥

સાખી.

સુંદર ફુલ ગુલાબનું કીધું તે સુળધાર ॥
કસ્તુરી કાળી કરી કે વો તું કિરતાર ॥
કીધી મીઠે કેવડે તેં કાંટા કેરી હારો ॥ જગતના નિયંતા ॥

સાખી.

જનમાં મુકયા કાગડા વનમાં મુકયા મોર ॥
અશોક આંબાને તજી અમર કીધાં થોર ॥
એવા તારા કાયદામાં કર ન કાં સુધારો–જગતનાનિયંતા.
જગતના નિયંતા દીસે ન્યાય તારો ન્યારો ॥
કથન કરે કોઇ પણ ન આવે તેનો આરો ॥

---

## પદ ૧૧ મું–રાગરામગ્રી.

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું, મુરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે૦ ટેક
મિથ્યા લવરીકરે મનગમતી,નહીં તેનું ઠામને ઠેકાણું–મુરખ૦ ૧
દામનું કામ નહીં પરીશ્રમ, ગાતાં ગોવિંદ ગુણગાણું–મુરખ૦ ૨
કિંચિત શ્રમને લાભ ઘણેરો, નહિ કોઇ એહ સમાણું–મુરખ૦ ૩
ખાતો નહોયતો નબળો કહું તુને,જોઇએ બશેરનું ભાણું–મુરખ૦ ૪
હરિભજતાં તુને આળસઆવે,ભવભટકણ નિશવાહાણું–મુરખ૦ ૫
કોદહાડો તુને કોલીનથવું જે, કૃષ્ણ કિરતન મુખઆણું–મુરખ૦ ૬
પ્રભુસમરણ વિના ભવ ન તરાયે, હું નિશ્ચે કરીને જાણું–મુરખ૦ ૭
જનદયોકહેહરિભજમનમાહારા,ફરીનહિમળેઆટાણું–મુરખ૦ ૮

## પદ ૧૨ મું

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક
સિંહણ કેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાએ સહુ ધાતુ, ફોડીને નીસરે-પ્રેમરસ૦ ૧
સકર ખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જયમ, મીઠા જળમાં મરે-પ્રેમરસ૦ ૨
સોમવેલિ રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તો કરે;
વગળ વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચરે-પ્રેમરસ૦ ૩
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ નસરે;
મત્સ્ય ભોગી બગલો મુકતાફળ, દેખિ ચંચુ ના ભરે-પ્રેમરસ૦ ૪
એમ કોટી સાધને પ્રેમ વિનાં, પુરૂષોત્તમ પુઠ નફરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમ ભકિતયે વરે-પ્રેમરસ૦ ૫

---

## પદ ૧૩ રાગ પ્રભાતી.

ગાવડી દેજો ગોપાલ લાલ, ત્રણ ટાણા દુધ પાયરે ટેક.
રૂખો સુખો રોટલો કાના હમથી નહી જમાયરે
એવી પ્રભુજી ગાવડી દેજો દુધની શેર્યું થાએરે-ગાવડી.
કાળી પીળી ધોળી કાના લીલડીએ મન લોભાયરે
એવી પ્રભુજી ગાવડીદેજો વાછડીએ વીયાયરે-ગાવડી.
નેનસે કોમલ નેત્રાઃમાવા હમથી નહી ધુમાયરે
એવી પ્રભુજી ગાવડીદેજો દાડીયા ભરાયરે-ગાવડી.

ચાલતાં હમને ચકરી આવે હમથી ખીલે નહી ખોડાયરે
એવી પ્રભુજી ગાવડીદેજો આફરડી બંધાયરે–ગાવડી.
ખાણ ખવડાવ જોને પાણી પાજો હમથી નહીં ફરાયરે
પુરૂષોત્તમજી પુળા નીરજો ગુણ નર સૈયો ગાયરે–ગાવડી.

---

૧૪

હવે મુને હરિ નામથી નેહ લાગ્યો એ રાગ.

જગતબધું સ્વારથનુંછે સંઘાતી,સગાનિજ ન્યાતી પરન્યાતીરે–જ૦
બેન બનેવી તાતભાઇ ભત્રીજ, અને મીત્ર તનય નીજ નારી
દાદાદાદીકાકા કાકીને ફઇને ફુવા,માસા માસીને માતતારીરે–જ૦
સાસુસસરાસાળાસાળીયો મામામામી, આદિ કુટુંબીજે કે વાયે
હોય પોતાતણો સ્વારથ ત્યાંજસુધી, તનમન ધનવડે ચાહેરે–જ૦
દ્રવ્ય વગર કોઇ ભાવે અભાવે મીઠી વાણીથી પણ ન બોલાવે
હોય જો પાસ ધન તો ખમાખમા કરતાં સહુ,
વગર બોલાવે દોડયા આવેરે–જગત.
કોઇ કાકાને કોઇ મામાનેકોઇ ભાઇ, કોઇ કહેમીત્ર મમકહાવે
હોય સંબંધન તોય સંબંધ પુરો, સ્વારથ સુધી દરશાવેરે-જ૦
જ્યાંલગીસ્વારથ સરસે ત્યાંસુધીતારા, સરવે સંબંધી થઇ રહેશે
જીવ ગયો એમ જાણતાં માંજ તારી, કોમળકાયા બાળીદેશેરે-જ૦
જગને જણાવવાને સગા કુટુંબી તારા, રૂદન ઉપરથી કરશે
જેકાંઇ હશે તુજ ઘરમાં તે લુટી લેવા,પાછળ પ્રયત્ન આદરશેરે-જ૦

ભાઈ કહેશે હવે વાર કરો ન તમે,ચાવી તિજોરી તણી લાવો
હતો બંધવ મારોમાટેત મારો તેમાં,કાંમનહિકાંઇ આવેદાવોરે-જ૦
નારી કહેશે ખરો ભ્રાત તમારો, પણ હતો એ ભરથાર મારો
માટે ખરો હક લાગેછે મારો તેમાં, ફાંફાં તમે ન વૃથા મારોરે-જ૦
બ્હેની કહેશેહતો ભ્રાતએતો મહારો,માટે લાગે,તમારૂં નવકાંઇ
એવીરીતે તારા સરવે કુટુંબીમળી, તકરારોકરશે માંહોમાંહોરે-જ૦
કોઇ રીતે નહી ફાવીશકે તોપછી, છેવટે કોરટમાં જાશે
પણનિજ સ્વારથ સાધ્યાવિના નહીરહે,સ્વારથીકો પણપ્રયાસેરે-જ૦
એકપણપાઇ નહીખરચે પાછળતારી,અન્યનીઆશા સીધધારે
કરવુંજે હોયતેકરતુજ હાથે નહિતો, પરતાવું પડશે ભારેરે-જ૦
જમડાનામારખાવાપડશેપુરણજયારે,આડુંનહિઆવેકોઇત્યારે
માટે મુરખ ભગવાન ભજનકર, ઉગરવુંજો હોય તારેરે-જગતબધું.

પદ ૧૫

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે;
હરિજન નથી થયો તું રે ટેક.
હરિજન જોઇ હઇડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામધામ ચટકી નથી ફટકી, ક્રોધે લોચનરાંતાં—વૈષ્ણવ ૧
તુજસંગે કોઇ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો—વૈષ્ણવ ૨
પર દુઃખ દેખી હ્દેન દાઝે, પરનિંદા નથી ડરતો
વાહાલ નથી વિઠલ સુંસાચું, હઠેન હું હું કરતો—વૈષ્ણવ ૩

પરોપકારે પ્રીતન તુજને, સ્વારથ છુટયો છે નહીં
કેહેણી તેવી રેહેણીનમળે, કાંહાંલખ્યું એમ કેહેની—વૈષ્ણવ ૪
ભજવાની રૂચિ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ
જતગતણી આશાછે જાંહાં લગી, જગત ગુરૂ તુ દાસ—વૈષ્ણવ ૫
મનતણો ગુરૂ મન કરીશ તો, સાચી વસ્તુ જડશે
દયા દુઃખકે સુખમાન પણ, સાચું કહેવું પડશે—વૈષ્ણવ ૬

૧૬

હે કૃષ્ણચંદ્ર કૃપાલુ કમલાકાંત કેશવ ઇશ્વરા
રાધારમણ વિશ્રુનંદ નંદન બંશીધર પરમેશ્વરા
ગીરીધારી કુંજ બીહારી ભવભયહારી ભુધરનરહરી
આનંદ કંદ મુકુંદ કેશીકંશ આદી તણા અરી
ગોપીજનોના પ્રાણવલ્લભ શ્યામ સુંદર યદુપતી
મધુસુદન મન મોહન મોરારી ચક્રપાણી જગપતી
શારંગધર હૃષીકેશ યદુકુલ અર્ક શ્રી દામોદરા
ગોવીંદ શ્રી ગોપાલ ગરૂડાધ્વજ પ્રભુ અખીલશ્વરા
નટવર નરોતમ કષ્ટ હરતા સુખ કરતા સર્વદા
અભરા ભરણ દીનબન્ધુ સઉની ટાળનારા આપદા
જપતાં તમારૂં નામ ફેરો ભવ વીશે નાવે ફરી
એવા હરી હે પ્રણમીએ ભગવાન પ્રીતી ઉરધરી.

---

૧૭

## સુધારા વીશે-રાગ મરસીયા.

હાય હાલમાં, સુધારાએ ઘર ઘાલ્યું;
ગયું નારીઓનું, શીલવ્રત હાલ્યું રે-હાય હાલમાં૦
રહી શરમ ન કોઇની લગારે, મનમાને તેવી મોજ મારે;
ધર્મનીતી પરે પાય ધારે રે,—ટેક—હાય હાલમાં૦
મરિયાદા વડીલોનિ મેલી, ચાલ ચાલેછે છટકે છકેલી;
કજીઆમાં તૈયાર થાય પેલીરે—હાય હાલમાં૦
વળી લજ્યાનો ભંગ જેમા થાયે, તેવા વસ્ત્રો ધરે અંગમાંહે;
નિત્ય નાટકો જોવાને જાયેરે—હાય હાલમાં૦
બુટ છત્રી વિના નવ ચાલે, વળી આંખોમાં ચશ્મા ઘાલે;
પર પુરૂષના કર ઝાલેરે—હાય હાલમાં૦
પતિ કેરૂં જરા ન માન રાખે, તરણાની સમાન કરીનાંખે;
બોલ ગરવ તણા મુખ ભાખેરે—હાય હાલમાં૦
કરે ઇંગ્લીશ પપનાદેખાઓ, કોઇ રાખે ઝાપાનિ ઝુલ્ફાંઓ;
પાડે ફેશને બલ સેંથાઓરે—હાય હાલમાં૦
પાનપટિઓ નિરંતર ચાવે, ખુબ અત્તરને સેંટ ઉડાવે;
ટાપટીપમાં ન ખામી લાવેરે—હાય હાલમાં૦
અણ ધાર્યા ખરચો કરાવે, ઘરકામમાંહિ આળસ આવે;
પતિ ઉપર હુકમો ચલાવેરે—હાય હાલમાં૦

નવી ફેશનો એ દાટ વાળ્યો જુના રીવાજને છેક ટાળ્યો;
કેવો આવ્યો જમાનો નિહાળોરે—હાય હાલમાં૦
જેને કહોછો બ્હેનો સુધારો નથિ સુધારો એ છે કુધારો;
માટે શિખ મારી ઉરમાં ધારોરે—હાય હાલમાં૦
નિજ ધર્મ નિતીને તજોમાં, અવળા શણગારો સજોમાં;
પતિ વિના બીજાનેભજોમાં રે—હાયહાલમાં સુધારાએધરઘાલ્યું.

દોહરો.

રામ નામકી લુંટહે લુંટ શકે તો લુટ,
અંતકાલ પસ્તાયગેં પ્રાણ જાયગો છુટ.

ભજન.

૧૮

મળયો મનુષ્ય જનમ અવતાર, માંડ કરીને;
તમે ભજ્યા નહીં ભગવાન, હેત ધરીને.
પછી ખાશો જમના, માર પેટ ભરીને;
તેથી રામનામ સંભારને. ટેક.
ગઇ પળ પાછી નહિ આવે, હે મુરખ મુઢગમાર;
ભવસાગરનીભુલવણીમાં,વિતિગયાજુગચારફેરાફરીનેમળ્યો.
જઠરા અગ્નિમાં જુગતે રાખ્યો, નવમાસ નીરધાર,
અરજી કીધી અલબેલાની, બાર ધર્યો અવતાર;
માયામાં મોહિને—મળયો મનુષ્ય૦

કળયુગ કુડો રંગેરૂડો, કોઇ નવ પામ્યો પાર,
જપતપ તીરથયોગ બનત નહિ, એકનામ આધાર;
કૃષ્ણ કહીલે—મળયો મનુષ્ય૦
ગુરૂગમપામ્યો ચરણે આવ્યો, સુધર ગયો સબકાજ,
ગંગદાસકું જ્ઞાન બતાવ્યો, રામદાસ મહારાજ;
દયા કરીને—મળ્યો મનુષ્ય જનમ અવતાર માંડકરીને.

## પદ ૧૯ મું.

ગાજે ગાજેરે ગોવંદ ગુણ નિત્યે ગાજે. ટેક.
હસ્તવડે કરજે હરીસેવા, ચરણે, હરિ દરશન ધાજેરે—ગાજે૦ ૧
નેત્રે નિરખજે નંદનંદનને,હરિજસરસ શ્રવણનેપાજેરે—ગાજે૦ ૨
ઘ્રાણનેપુષ્પપ્રસાદીતુળશી,પ્રભુનોપ્રસાદસાધુસંગે ખાજેરે—ગાજે૦ ૩
નમનકરેશિરહરિહરિજનને,તીર્થનાતિર્થમાંનિતન્હાજેરે—ગાજે૦ ૪
મન મધુવૃત પદકમળે રાખે, દાસદાસ હરિનો થાજેરે—ગાજે૦ ૫
સતસંગ વીના પલકઓછામાં,દુષ્ટ સંગથકી દુરજાજેરે—ગાજે૦ ૬
દેહધરી સહુપર દયારાખે,હરિગુણ હરિજનસમ ચ્હાજેરે—ગાજે. ૭
સાચો સ્નેહ રાખ કૃષ્ણ સાથે, છળકરી વિશ્વનેમાન્હાજેરે—ગાજે. ૮
એ શિક્ષા દયો કહે આવેતો, વણશ્રમે વૈકુંઠ જાશેરે.—ગાજે. ૯

———

# જાહેર ખબર.

સર્વે જીજ્ઞાસુ સજ્જનો તથા બ્હેનોને વિનંતિ કરવામાં આવેછે કે નાગદેવી સ્ટ્રીટમાં શ્રીરામચંદ્રજીના મંદીરમાં દરરોજ બપોરના કલાક ૩ થી. ૫ સદ્ધર્મ સુબોધક સ્ત્રીમંડલ એકઠું થાયછે જ્યાં ભકતી શ્રદ્ધા તથા પાતિવૃત વિષયો પર સારાં વ્યાખ્યાનો આપવામાં આવેછે તેથી ત્યાં પધારીને તેનો અમુલ્ય લાભ લેવાની દરેક આર્ય ભગિનિને વિજ્ઞપ્તિ કરવામાં આવેછે.

તેમજ રાત્રીના કલાક ૭ થી. ૮ દરરોજ સ્વધર્મ સમાજ નામનું મુમુક્ષુ પુરૂષોનું મંડળ એકઠું થાય છે ત્યાંપણ મહાભારત રામાયણ શ્રી ભગવદ્ગીતા વિગેરેમાંથી ભકિત શ્રદ્ધા યોગ દાન તપ વિગેરે વિષયોપર ઘણાંજ અસરકારક વ્યાખ્યાનો અપાયછે તદુપરાંત ભકત શિરોમણી પરમ વૈષ્ણવ શ્રીયુત્ અનંત પ્રસાદ ત્રીકમલાલભાઇની પદ્ધતિ અનુસાર પંડીત બહેચર લાલ આદિત્યરામ દરરોજ હરિ કિરતન કરીને દરેક આવનારનું મન ઘણીજ સારી રીતે રંજન કરેછે માટે આવા અમુલ્ય તકનો લાભ લેવા દરેક ભાગ્ય શાલીએ પ્રયત્ન કરવો એવી ભલામણ કરવામાં આવેછે.

સ્વધર્મ સમાજ તરફથી.

સોની. ભગવાન વિશ્રામ દેલવડાકર.

# જાહેર ખબર.

જુની અને જાણીતી મીઠાઇની મોટી દુકાન જુમ્મા સામેથી પડીજવાથી હાલમાં અહિંઆ ખોલીછે.

જોશી ભગવાનજી સુંદરજી ફેન્સી મીઠાઇ

અમારી મીઠાઇ તથા જુદી જુદી જાતના લહેજતદાર ચીન. જાપાન તથા વિલાયત સુધી પણ બગડતા નથી ખાત્રી માટે સરટીફીકેટો તથા ઇનામો અમારા પાસે મોજુદ રાખેલાં છે.

તા૦ક૦—મહેરબાન ઘરાકોને લગન સરા તેમજ બીજા અવસરે જોઇતી મીઠાઇ વરધીથી મનપંસદ બનાવી આપવામાં આવેછે. ખાત્રી કરવાને માટે એક વખત કામ પાડી જોવા વિનંતિ કરવામાં આવે છે.

ઠે—મસીદ બંદર રોડ કોલસા મોહલા સામે દુકાન નંબર ૩૨–૩૩ મુંબઇ.

બીજી શાખા હનુમાનગલીને નાકે ફોફલાવાડી ગલીમાં

આ પુસ્તકનો તમામ ખર્ચ જોશી ભગવાનજી સુંદરજી મીઠાઇવાળા એ વિદ્યા તેજક કાર્ય માટે આપેલછે, આ વિદ્યોતે તેજક કાર્યમાં મદદ કરવા પ્રભુ તેમને સદ્‌વિચાર અને સુબુદ્ધિ આપો અસ્તુ !!!

લી. ઠક્કર હરજીવનદાસ મેઘજી.